આવી રીતે ચાલતી આ ગુલામોની સાંકળ આખરે જેદ્દાહની બજારમાં પહોંચી ને ત્યાં આ ગુલામો વેચાયા. રામસિંહ માલમ એક મીસરી ગુલામ વેપારીને ત્યાં વેચાયો. ત્યાંથી એલેક્ઝાંડ્રિયાની યુરોપીય ગુલામી બજારમાં મૂકાયો ને ત્યાંથી કાળા પાણીના કેદીઓને માટે ખાસ રાખવામાં આવતાં ફ્રેન્ચ વહાણોમાં એક ગુલામ ખલાસી (Gally slave) તરીકે રહ્યો.

આવી રીતે ચારેક વર્ષ ગાળ્યા પછી આખરે રામસિંહ માલમ ત્રણ ફ્રેન્ચ કેદીઓની સાથે એક તોફાની રાતે નાઠો. છુપાતા લપાતા, રાતે દોડતા ને દિવસે ક્યાંક ભરાઇ રહેતા આ ચાર ભેરૂબંધોએ માર્સેલ્સ બંદરથી તે હૉલૅન્ડની હદ સુધીનો આખો યે ફ્રેન્ચ મુલક પસાર કર્યો.

હૉલૅન્ડ ભૂમિ તે સમયમાં પવિત્ર લેખાતી હતી. તે કાળે પણ કોઈ પણ ગુલામ એ ભૂમિ ઉપર પગ મૂકતાં જ સ્વતંત્ર થઇ જતો. રામસિંહ માલમ પણ એ રીતે સ્વતંત્ર થયો.

હૉલૅન્ડમાં એક મુછનોટ કારીગર કુટુંબમાં રામસિંહે નોકરી લીધી. ત્રણ વર્ષ નોકરી કરી. એની નેક નોકરી ને પ્રામાણિક રીતભાતથી એનો ડચ શેઠ એના ઉપર રાજી થયો. એક દિવસે એણે રામસિંહને પોતાની પાસે બોલાવ્યો:

'રામસિંહ માલમ!' શેઠ બોલ્યો: 'હું તારી નોકરીથી રાજી થયો છું. તને તારું વતન યાદ આવતું હશે. મારું એક વહાણ હમણાં હિંદ તરફ જવાનું છે. હું તને અમારે ખર્ચે તારા વતનમાં મોકલી આપવા માગું છું. તારાં માતાપિતા, બૈરાંછોકરાં જે કોઇ સ્વજન હશે તે તને યાદ કરતાં હશે. હું રાજી થઇને તને રજા આપું છું. હવે તું તારે વતન જા.'

આંખો પર હાથના નેજા કરીને પોતાની વાટ જોતાં એના વૃદ્ધ માતપિતાને એણે અનેક સ્વપ્નમાં જોયાં. એક નાનાશા મકાનને બારણે હાથ ટેકવીને પોતાના પત્નીની અનંત કાળ સુધી રાહ જોઈ રહેલી એની વાગ્દત્તા એને દેખે ચડી આવી. શેઠની આશિષ માથે ચડાવીને વાયેલો ખલાસી વહાણમાં ચડી બેઠો. દશેક વર્ષના ગાળા પછી એ દ્વારકામાં પાછો આવ્યો.

ને ત્યાં એની આખી યે સ્વપ્નસૃષ્ટિ ચૂંથાઈ ગઇ. એની વાગ્દત્તાનો પત્તો નહોતો. કોઇ કહે કે એણે ફેરો પૂર્યો છે, કોઈ કહે કે કોડીનારના એક ખારવાનું એણે ઘર માંડ્યું છે. એનાં માતાપિતા કંગાલ દશામાં ગુજરી ગયાં હતાં. વતનની સાથે ગાંઠ બાંધનાર કોઈ સ્વજન એને ના રહ્યું. એ જ ડચ શેઠના વહાણમાં એ પાછો હૉલૅન્ડ ગયો, ને એ જ શેઠને ત્યાં એ ફરીને નોકર રહ્યો.

આ બીજા ગાળામાં રામસિંહ હૉલૅન્ડમાં ત્રણ વર્ષ રહ્યો. એ વખતે હૉલૅન્ડ મીનાકારી કામને માટે ખૂબ મશહૂર હતું ને એના શેઠનો પણ એ જ ધંધો હતો. રામસિંહે એ કારીગરી શીખી લીધી.

ત્રણ વર્ષ પછી રામસિંહ પોતાને વતન પાછો આવ્યો. એ એક સારો હુન્નર શીખી આવ્યો હતો. કાઠિયાવાડનાં જુદાંજુદાં રાજ્યોમાં એ ફર્યો, પણ કોઈ રાજાને એની કદર કરવાની ફુરસદ કે પરવા ન હતાં. તે કાળે તો કાઠિયાવાડમાં નાની નાની ઠકરાતો અંદરઅંદર લડી વઢી પોતપોતાના સીમાડા વધારવામાં જ ગૂંથાઇ હતી. કોઇને એક હુન્નરી માણસને એના હુન્નરના વિકાસ માટે સગવડ આપવાની જરૂરત ન દેખાઇ.

પરંતુ કચ્છમાં તે કાળે એક ચાલાક રાજાનાં શાસન હતાં. છત્રીના દર્દનો આ રોગી રાવ લખપતજી પોતાના રાજ્યાસનેથી કચ્છમાં વેપારની આબાદી, વિદ્યાનો પ્રચાર, કળા ને ચિત્રકામનો પ્રચાર ઝંખતો હતો. એણે વ્રજભાષાની, સંસ્કૃતની ને એવી પાઠશાળાઓ સ્થાપી હતી. વિદ્વાનો એને ત્યાં પડ્યાપાથર્યા રહેતા. એના કાળમાં ખેતીકામ શીખવવાની એક શાળા હતી એણે મોંઘા મૂલ આપી ચિત્રકારો પાસે ચિત્રો દોરાવ્યાં હતાં.

એવા રાવ લખપતજી—કચ્છના બાપજી—ને કાને રામસિંહ માલમની કથા ઊડતીઊડતી આવી. એક પાલખી, એક અમલદાર ને પાંચ ઘોડેસવારો મોકલી એણે આ સાહસિક ખલાસીને પોતાના રાજ્યમાં નોતર્યો. પોતાના મહેલમાં ઉતારો આપ્યો. મીનાકારી કામના એના નમૂના અને એ હુન્નરમાં એની પારંગતતા જોઈ રાવ લખપતે રામસિંહને એ મીનાકારી કામને કચ્છમાં ઉતારવાની તજવીજ કરવા માટે રાખ્યો. રાજમહેલના નીચેના એક ઓરડામાં ભુજના સોનીઓને રોજ બપોરે બોલાવવામાં આવતા. ત્યાં રામસિંહે એમને મીનો કેમ બનાવવો, ચાંદી ઉપર કોતરકામ ને નકશી કેમ કરવાં, એ નકશી કરવા માટેના ઓજારો કેમ તૈયાર કરવાં, એ નકશીમાં મીનો કેમ પૂરવો એ બધું યે સમજાવવા માંડ્યું. રાજમહેલના ઓરડામાં જ બેસતી આ અનોખી હુન્નરશાળામાં દરેક સોનીને અને એના પચીસ વર્ષ ઉપરના પુત્રોને ફરજિયાત હાજરી આપવી પડતી. રામસિંહ માલમના એ પ્રયાસોના મૂળ એટલાં ઊંડા ગયા છે કે આજ પણ 'કચ્છ વર્ક' ને નામે મશહૂર બનેલું કચ્છી મીનાકારી અને નકશીકામ સારા હિંદમાં તો શું પણ યુરોપ અને અમેરિકામાં પણ સત્કાર પામે છે.

રાવ લખપત જેવા વિલાસશોખીન રાજાને દેવજી ઠક્કર નામે એક અતિ વિચક્ષણ દીવાન સાંપડ્યો હતો. એ દેવજી મીનાકારીના હુન્નરની સ્થાપનાના ફાયદા પૂરા સમજી ગયેલો હતો. વળી એનો રાજા એક શોખ મિજાજનો હતો તેથી એ ઘડિયાળ, દીવાલ ને બીજી જાતના રમકડાં માટેનો શોખ જાગ્યો. એણે 'લાખા મંડ' નામનું એક વહાણ સજ્યું ને બીજો ઉદ્યોગ શીખી લાવવા માટે રામસિંહને યુરોપ મોકલ્યો.

ત્રીજી વારની આ મુસાફરીમાં રામસિંહ ઑસ્ટ્રિયામાં ગયો. ત્યાં એક કાચના કારખાનામાં ને મજૂર તરીકે રહ્યો. મજૂરી કરતાં કરતાં એણે એ આખો યે ઉદ્યોગ બરોબર જોઇને સમજી લીધો. પાંચ વર્ષે એ પાછો કચ્છમાં આવ્યો.

એ આવ્યો ત્યારે દેવજી દીવાન તો સ્વર્ગસ્થ થયે હતો.

રાવ લખપતનો વિદ્યાશોખ એની જ્યોતિષની આવડતમાં ચૂકાઇ ગયો હતો. પણ રામસિંહે એથી નિરાશ નહિ બનતાં કાચનું કામ શીખવવા માટેની એક શાળા કાઢી. એમાં થોડા કારીગરો તૈયાર કર્યા. પછી કાચનું કારખાનું સ્થાપ્યું. ભૂજ પાસેના માધાપુર ગામમાં એ કારખાનું સ્થપાયેલું. ત્યાં હરિયાળી શીશી રેતીમાંથી એ કામ બનાવતો ને રામપ્રસન્ન રાજાની લખપતે માંડવી બંદરની રેતી કાચ બનાવવા સિવાય અન્ય કોઇ કામ માટે ન ઉપાડવી એવી છેક્કી ઉકરી આજ્ઞા આપી હતી.

આજ કચ્છમાં બસો વર્ષની હયાતિ ભોગવ્યા પછી એ કામનો ઉદ્યોગ તો પડી ભાંગ્યો છે પણ માંડવી બંદરમાંથી કોઇએ રેતી ન ઉપાડવી એવો રાજનો હુકમ કચ્છને એક વાર મુલકમશહૂર કરનાર એ ઉદ્યોગ અને ઉદ્યોગના આદ્ય સ્થાપક રામસિંહનાં શુભ સ્મારક જેવો હજી યે ઊભો છે. આજે તો એક વખતના ધીકતા કાચના ઉદ્યોગનો કચ્છમાં બિરદો જ અવશેષ રહ્યો છે કે 'કોઇએ માંડવી બંદરમાંથી રેતી ઉપાડવી નહિ'

ને ફરીને એક વાર આ વારસો ખલાસી પોતાને જ ખર્ચે યુરોપમાં ઊપડે છે. આ વખતે તે સ્વિટ્ઝરલૅંડ અને ફ્રાંસનાં ઉત્તર પરગણાંઓમાં જાય છે. ત્યાંથી મજૂર બનીને એ ઘડિયાળો, તોપો અને બંદૂકો બનાવવાનું કામ શીખી આવે છે. વતનમાં પાછો આવીને એને ય એ કચ્છમાં ઉતારે છે. એક વાર કચ્છી ઘડિયાળો એની મજબૂતાઇ ને વિશ્વાસપાત્રતા માટે આખા હિંદમાં મશહૂર હતાં.

આજે તો કચ્છમાં રામસિંહ માલમના સ્થાપેલા ઉદ્યોગમાંથી માત્ર મીનાકારી ને નકશીકામનો જ ઉદ્યોગ હયાત છે. ને છે એટલો યે એ ઉદ્યોગ હવે ખતમ થઇ રહ્યો છે. આ મુલકમશહૂર 'કચ્છવર્ક'ના કારીગર સોનીઓ ઘણાં ઘણાં કચ્છ છોડીને અમદાવાદ, વડોદરા, મુંબાઇ, કલકત્તા, દિલ્હી વગેરેમાં જઇ વસ્યા છે. એવી રીતે બહાર ગયેલા કોઇ કારીગરો એ હુન્નરનો, એ કારીગરીનો પ્રચાર કરે, જ્યાં જાય છે—જ્યાં વસે છે ત્યાં એ શીખવે, ત્યાંના એ કારીગરોમાં એ હુન્નરનાં શોખની જમાવટ કરે તો જ રામસિંહ માલમનું ઋણ તેઓ સારી રીતે અદા કરી શકે.

આવો ઉદ્યોગશોખીન, કલાપ્રેમી, ને સૌરાષ્ટ્રને હુન્નરઉદ્યોગો વડે આબાદ કરવાની ઝંખના ધરતો એ ખલાસી વીર, એ હમેશનો સાહસિક કાઠિયાવાડીનો જન્મ બેટ દ્વારકામાં ઇ. સ. ૧૭૨૨ના અરસામાં થયેલો એનું અવસાન કચ્છ મુંદ્રામાં ઇ. સ. ૧૭૭૩માં થયેલું. દુઃખની વાત એ છે કે આવા એક બહાદુર જિગરદારના કુટુંબ વિષે તેમજ તેના જન્મમરણની તિથિ વિષે કોઇ સાહિત્ય નથી મળતું. (ફુલછાબ)

## ગંગાજળ

જ્યાંથી ગંગાની ઉત્પત્તિ થાય છે તે સ્થાનને 'ગંગોત્રી' કહે છે. એ સ્થળ હિમાલયની દક્ષિણ અને પૂર્વ દિશાએ તેહરી ગઢવાલ પ્રદેશમાં, સમુદ્રની સપાટીથી ૬૨૦૦ હાથ (૧૦,૩૧૯ ફીટ)ની ઊંચાઇએ આવેલું છે. ગંગોત્રીની નજીક ગંગાની પહોળાઇ માત્ર અઢાર હાથની છે અને ઊંડાઇ પણ એકાદ હાથની હશે. છતાં ત્યાંનો વેગ પાર વગરનો છે. આખો હાથી એ વેગની સામે ટકી શકે જ નહિ. ત્યાંનો ગંગોત્રીનિર્મિત જલપ્રપાત અતિ વેગથી વહી રહ્યો છે. નિઘંટુના મત પ્રમાણે ત્યાંનું જળ ભારે, કફકારક, ક્રમિનાશક, પાંડુરોગજનક, બંધકોષ કરનારું અને અહિતકર છે. ગંગોત્રીથી જેમજેમ આગળ વધીએ તેમ-તેમ ગંગાજળ સ્વાદવર્ધક થતું જાય છે, તેના વહનના પટની પહોળાઇ વધતી જાય છે, વેગ કમી થાય છે અને ૧૫૦૦ માઇલની તેની લંબાઇ દરમ્યાન લગભગ બીજી વીસેક નદીઓ તેમાં આવી મળે છે.

ગંગોત્રીમાંથી નીકળતી વખતે ગંગા ભાગીરથીના નામથી ઓળખાય છે અને દક્ષિણ હિમાલયને છેદીને આગળ વધતાં જાહ્નવી નામ પામે છે. ગંગોત્રીથી નીકળી દેવપ્રયાગ ને હૃષિકેશ થઇને ગંગા હરદ્વાર પહોંચે. તે પહેલાં દેવપ્રયાગમાં અલકનંદા નદીનો તેમાં સંગમ થાય છે. સૌ સ્થળોઓમાં ઉત્તમ જળ હરદ્વારનું ગણાય છે.

આત્રેય-ઋષિએ હારીતને ગંગાજળની પરીક્ષા કરવાનો વિધિ આ પ્રમાણે કહ્યો છે: ધોએલા, સફેદ વસ્ત્રનો ચાર હાથનો ટુકડો લઇને ત્રણત્રણ હાથના છેડા ચારે ખૂણા પર બાંધી દેવા અને તેની વચ્ચે શુદ્ધ ચાંદી અથવા કાંસાનું વાસણ ગંગાજળથી ભરીને મૂકવું. પછી શુદ્ધ કપાસનું રૂ અથવા શાળ-ભાતનો પિંડ બનાવી એ જળમાં નાખવો. જો પાણી અને પિંડ બંને સ્વચ્છ અને નિર્મળ રહે તો એ જળને શુદ્ધ ગંગોદક સમજવું. એવું જળ પૌષ્ટિક અને બુદ્ધિવર્ધક રસાયન છે. સ્વચ્છ પાત્રમાં તેનું પાન કરવાથી સર્વ દોષ નાશ પામે છે, તે શ્રમ, તરસ, ખુજલી, મૂર્છા, વમન અને મૂત્રગ્રહ દૂર કરનારી અકસીર ઔષધિ સમાન છે; એટલે કે તે સાત હલકું છે.

ઉપરની પરીક્ષામાં પસાર થઇને ગંગા હરદ્વારથી ફરુખાબાદમાં રામગંગાને મળે છે અને ત્યાંથી કનોજ થઇ કાનપુર આવે છે. હરદ્વારથી ઉતરતો નંબરે કાનપુરનું જળ આવે. પણ ત્યાં બંધ બાંધી ચામડાં ધોવાય છે, આમ એક વાર રેડેલું પાણી બંધ થઇ જાય, એટલે તેને છોડી મૂકવાનું આવતા દે છે. આથી ત્યાંનું ગંગાજળ દૂષિત થઇ ગયું છે.

ગંગોત્રીથી ૭૩૪ માઇલનો પંથ કાપીને ગંગા પ્રયાગમાં આવીને યમુનાની સાથે મળી જઇ ખૂબ વિસ્તાર પામે છે. અહીંનું જળ જરા વાર પછી, તેનું ભારે, સ્વાદમાં મીઠું અને વાયડું છે. હરદ્વારમાં ગંગાનો જે ગુણ બતાવ્યો છે તેથી ઊલટું યમુનાનું જળ વાયુ કરનારું રુક્ષ અને ભારે છે.

પ્રયાગથી વિંધ્યાચળને પહાડ મિરઝાપુર અને ચુનાર આગળ થઇ ગંગા કાશી આવે છે. કાશીમાં શહેરને, સ્મશાન કિનારાનું જળ થોડું દૂષિત છે, પણ વચગાળાનું તેમ જ સામા પારનું જળ પવિત્ર, રસસ્વાદિષ્ટ, શીતલ, ત્રિદોષનાશક, અત્યંત પથ્ય